ગાંડીવ પત્રિકામાળા.　　　　　　મણકો ૫ મો.

# ગાંધીજીની દિવ્ય વાણી.

મહાત્મા ગાંધીજીના જુદા જુદા લેખો, ભાષણો
પુસ્તકો, પ્રવચનો વિગેરેમાંથી ચૂંટી કાઢેલા
સિધ્ધાંત જેવા નાનકડા વાક્યોનો સંગ્રહ.




પ્રગટકર્તા—
ગાંડીવ સાહિત્ય મંદિર.
૧૮૦—કેળાંપીઠ
સુરત.

આવૃત્તિ બીજી

પ્રત ૧૦૦૦

ઈ. સ. ૧૯૨૩

દિવાળી ૧૯૭૯



દેશ, પ્રભુ, ધર્મને ખાતર

# ખાદી પહેરો.

---

ગાંડીવ મુદ્રણાલય કેળાપીઠ સુરતમા છાપી

નટવરલાલ મૂ વીમાવાળાએ ગાંડીવ સાહિત્ય

મન્દિર માટે ત્યાંથીજ પ્રગટ કરી

---

સ્વર્ગસ્થ

શા

અર્જુન નાગજી કોઠારી

ના

આત્માને સમર્પણ.

# ગાંધીજીની દિવ્ય વાણી.

## અંગત.

હુ સાધુ કે ત્યાગીપણાનો ઇન્કાર કરૂ છુ હુ ખ્વાબી કે શેખચલ્લીપણાનો ઇન્કાર કરૂ છુ મારામા સાધુ સન્યાસીપણાનો આરોપ મને માન્ય નથી હુ માટીનો માણસ છુ, માટીમાથી પેદા થયો છુ તમારામાના દરેકના જેવો-કદાચ તમારાથી વધારે દુનિયાદાર સારો ખેડુત છુ તમારા જેટલીજ દુર્બળતાઓથી ઘેરાએલો છુ પણ મે કાળા માથાના માનવીને માથે પડનારી કઠણમા કઠણ કસોટીઓ પાર પાડી છે એ પાર કરવાની પૂરી તાલીમ લીધી છે મે મારા પવિત્ર હિંદુધર્મનુ રહસ્ય ઓળખ્યુ છે અસહકાર એ સાધુસન્યાસી કે ત્યાગી વેરાગીઓનેજ સારૂ નહિ પણ દરેક સામાન્ય શહેરીને માટે, વધુ વાતો જાણ્યા વિના, ઉંડા પાણીમા ઉતર્યા વિના-ઉતરવાની ઇચ્છા કર્યા વિના-કેવળ પોતાનો સામાન્ય ગૃહસ્થધર્મ બજાવવા ઇચ્છનાર માણસને માટે પણ છે

મને ચરણસ્પર્શ નથી ગમતો મને તે અતિશય અપ્રિય છે એમના હિંદુસ્થાનનુ તો પતનજ રહ્યુ છે હિંદુસ્થાન ચરણસ્પર્શથી સ્વરાજ્ય નથી મેળવવાનુ, હિંદુસ્થાનને હુ ટટાર ઉભેલુ જોવા ઇચ્છુ છુ.

હુ સત્યને શોધતો, સત્યને આચરતો અને સત્યનુજ ચિંતવન કરતો મરવા ઇચ્છુ છુ

આખી દુનિઆની સાથે મિત્રભાવે રહેવુ એ મારો ઉદ્દેશ છે,

અન્યાયની સામે પૂર જોરથી લડતા છતા સપૂર્ણ પ્રેમભાવ રાખી શકાય એ મારો દૃઢ નિશ્ચય છે

હિન્દ જે દિવસે તલવારનો ન્યાય સ્વીકારશે તે દિવસે હિદી તરીકેનુ મ્હારૂ જીવન સમાપ્ત થશે

મને મરડો થાય અને હુ મરણ પામુ તેના કરતા કોઇ ભૂખે મરતાની ભૂખ કાપવા જતા સર્પદશથી મૃત્યુ થાય ને વધારે પસદ કરૂ

મારૂ ઘર કોઇ લૂટારો લૂટી જાય તો હુ સહન કરી શકુ છુ કારણ હુ બીજુ મેળવી શકુ છુ પણ મારૂ માનભગ થઇ જાય, મારૂ પુરૂષત્વ, સ્ત્રીત્વ લૂટવામા આવે તો હુ એ પાછુ કેમ મેળવી શકુ ?

મને ઇશ્વરે એક માકડ સરખાને પણ સરજવાની તાકાત આપી નથી, તો પછી કોઇને મારવાનુ કામ પણ મારૂ નથી મરવાનુ કામ મારૂ છે, હુ મારૂ, મારી સ્ત્રીનુ, મારા દેશનુ રક્ષણ કરવામા માથુ આપુ ત્યારે હુ શુદ્ધ ક્ષત્રિય છુ

મારા પકડાયાથી ખૂન થશે તો મારૂ પણ તત્કાળ ખૂન ઝરશે એમ સમજજો

હિદુસ્થાનને માટેજ જો હુ મરૂ તો હુ જાણીશ કે હુ જીવવા માટે લાયક છુ

એક કામ પૂરૂ ન થયુ હોય ત્યા સુધી તેને માટેજ જીવવુ અને તેને માટેજ મરવુ એ મારો સિદ્ધાત છે

જગતને વધારે વિચારૂ છું તેમ તેમ વધારે સમજાય છે કે તવગર થવા કરતા ગરીબ રહેવામા વધારે આશ્વાસન છે.

## સ્ત્રી.

સ્ત્રીઓના હાથમા ધર્મનુ રક્ષણ રહેલુ છે પુરુષ બાહ્ય પ્રવૃત્તિમા અતિશય રોકાવાથી ઘણી વાર ધર્મને ભૂલે છે, કેટલીક વાર ત્યજે છે પણ સ્ત્રી જેમ પોતાના બાળકને જીવ સમાન ગણીને સાચવે છે તેમ ધર્મને પણ જીવ સમાન ગણીને સાચવે છે તેથી મે તો હમેશા માન્યુ છે કે હિન્દુસ્થાનની મુક્તિ સ્ત્રીઓની ઉન્નતિમાજ રહેલી છે

જ્યારે સ્ત્રીઓના દિલમા હિમ્મત આવે, ભક્તિ આવે, શ્રદ્ધા આવે, ઇશ્વર તેમના હૃદયનો પતિ બને, તેઓ ઇશ્વરથીજ ડરતી થાય, મનુષ્યથી ડરતી મટે, તોજ હિંદુસ્તાનમા મર્દો પેદા થાય

જ્યારે હિન્દુસ્તાનની બ્હેનો જાગ્રત થાય ત્યારે સ્વરાજને કોણ રોકી શકનાર છે ? સ્ત્રીઓ ધર્મની રક્ષા કરતી આવી છે સ્ત્રીઓએ વીર પુરુષોને પેદા કર્યા ત્યારે દેશો સ્વતત્ર બન્યા છે સ્ત્રીઓએ પવિત્રતા જાળવી ધર્મને અખડિત રાખ્યો છે સ્ત્રીઓએ પોતાના સર્વસ્વનુ બલિદાન કરી પ્રજાનુ રક્ષણ કર્યુ છે એ સ્ત્રીઓ જ્યારે પ્રજાનુ દુ ખ સમજે ત્યારે તે દુ ખ કેટલા દહાડા નભી શકે ?

ધર્મ સાચવનો એ નથી બ્રાહ્મણોના હાથમા કે નથી પુરુષોના હાથમા એ તો સ્ત્રીઓનાજ હાથમા છે સમાજનો પાયો ગૃહ છે અને ધર્મ ગૃહમા કેળવવાનો છે ગૃહની સુવાસ આખા સમાજમા ફેલાશે કોઇ શહેરમા ગમે તેટલો ધમધોકાર વેપાર ચાલતો હોય, ગમે તેટલી આબાદી દેખાતી હોય, પણ ત્યા જો ગૃહ સારા

નહિ હોય તો એ શહેર સારૂ નથી એમ હુ તરત કહુ સ્ત્રીઓજ ગૃહની દેવતાઓ છે એ જો ધર્મ ન પાળે તો પ્રજાનુ સત્યાનાશ વળી જાય

દાગીના એ સ્ત્રીધન છે તેની ઉપર પુરૂષોનો કશો અધિકાર નથી સ્ત્રીઓ દાગીનાનો ઉપયોગ સત્કાર્યમા કરે તેમા પતિએ વચમા ન આવવુ જોઇએ એવો મારો નમ્ર અભિપ્રાય છે

આપણી સ્ત્રીઓ આપણી સહચરી, આપણી અર્ધાંગના, આપણા સુખદુ ખની ભાગીયણ ન બને ત્યા સુધી આપણા સર્વ પ્રયાસ મિથ્યા જણાય

## સ્વરાજ્ય.

સ્વરાજ્ય મેળવવુ હોય તો આપણે પવિત્ર બનવુ જોઇશે પવિત્ર બનવુ એટલે જિતેન્દ્રિય થવુ

પ્રજાના સત્યમા, પ્રજાની દૃઢતામા અને પ્રજાની સહનશીલતામા સ્વરાજ્ય રહેલુ છે ન્યાય મેળવવાની આપણી સત્તા એ સ્વરાજ ભોગવવાની આપણી શક્તિનુ માપ છે જેણે કાયદા પાળી જાણ્યા છે તેજ ભોગવવાની કળા જાણે છે

સત્ય વિના નિર્ભયતા નથી ને સ્વદેશી વિના અર્થલાભ નથી તેથી સત્ય અને સ્વદેશીના સેવનમાજ સ્વરાજ્ય છે

જો પ્રજા કશુ બાકી રાખ્યા વિના પોતાનુ સર્વસ્વ હોમી દેવા આજે તૈયાર હોય તો આજ ક્ષણે સ્વરાજ્ય હુ તમારા હાથમા મૂકાવી દેવડાવવા તૈયાર છુ.

વિદ્યાર્થીની ઉપરજ હિંદુસ્તાનની સ્વતંત્રતા નિર્ભર છે જેણે સ્વતંત્રતા ખોઈ તેણે સર્વસ્વ ખોયું, ધર્મ ખોયો આપભોગ વિના, સ્વાર્થ ત્યાગ વિના, તાલીમ વિના સ્વરાજ્ય અસંભવિત છે એમ હું માનું છું

અંગ્રેજોનું બૂરૂં જોવાના કરતાં તમે તમે તમારૂં પોતામાંનુંજ બૂરૂં જોજો, અને તેને કાઢજો, એટલે તમે સ્વતંત્ર-છૂટા થશો

જ્યારે હિંદુસ્તાનના ખેડુતો જાણશે કે સ્વરાજ્ય શું છે ત્યારે કોઈ સ્વરાજ્ય રોકી શકનાર નથી

ગમે તેટલું સુંદર સુરાજ્ય પણ સ્વરાજ્યની ગરજ સારી શકે નહી સ્વરાજ્યનું સૌથી પહેલું અને છેલ્લું પગથીઉં પોતે સ્વચ્છ બનવું એ છે

ગુલામીમાં રહેવા કરતાં દરિયામાં પડવું બહેતર છે

ભિક્ષા માગીને શિક્ષણ લેવાની તાકાત ન આવી હોય તો હું એવા વિદ્યાર્થીઓ મારફત દેશની સ્વતંત્રતા નથી મેળવવા માગતો

જૂઠ, યુક્તિ, દંભ, ડોળ, ઇત્યાદિને અહિં જગાજ નથી સાચો રસ્તો લેવો ને તે રસ્તે ચાલતાં મારવું નહિ પણ મરવું 'મરીને જીવવાનો મંત્ર' શીખવો છે એ મંત્રને અનુસરીનેજ જગત્ જીવે છે બીજ મરે છે ત્યારેજ ધાન્ય પાકે છે મા મરતાં લગી કષ્ટ ભોગવે છે ત્યારેજ બચ્ચું જીવે છે યજ્ઞ વિના ખાવું તે ચોરીનું ધન છે બલિદાનથીજ સ્વરાજ્ય મળે અને એ બલિદાન, એ કુરબાની પવિત્ર-પાક હોય તોજ ઇશ્વરને ભાવે

સ્વરાજ્ય તો એજ કહેવાશે કે જેમા એક પણ માણસ વગર વાંકે ને પરાણે ભૂખ્યુ કે નાગુ ન રહે

સ્વરાજ્ય એટલે ધર્મરાજ્ય જો ચાલૂ રાજનીતિ બદલી બીજી એવીજ રાજનીતિ દાખલ કરીએ તો તે સ્વરાજ્યમા નહિ ખપે, તે વડે લોક કલ્યાણ નહિ થાય નિર્દોષતા જ્યારે દોષ ગણાવા લાગે ત્યારે સ્વરાજ્યની નોબત ગગડી સમજવી પણ નિર્દોષતા આમ દોષ કરે ત્યારે જો લોકો નિર્દોષતાથી ડરવા લાગે તો ગુલામીની સાકળનો ચળકાટ વધે

સ્વરાજ્ય એટલે મરણભયનો ત્યાગ જે પ્રજા મરણના ભયથી અકળાઇ તેનાથી સ્વરાજ્ય ન મેળવી શકાય ન રાખી શકાય

જેઓ શાતિનો ભગ કરે છે તેઓ દેશના શત્રુ છે

## અસહકાર.

જ્યા સુધી સરકાર તમારા માનઇજ્જત રક્ષનારી છે ત્યા સુધી તેની જોડેનો સહકાર એ ધર્મ છે, પણ જ્યારે એજ સરકાર તમારી ઇજ્જતને સાચવવાને બદલે લૂટવા લાગે ત્યારે તેવી સરકારની જોડે સહકાર નહિ પણ અસહકાર તેટલોજ જરૂરી છે

આપણી કેળવણીને સારૂ, આપણા કજીયા પતાવવા સારૂ, આપણા કાયદા સારૂ, આપણા પોષાક સારૂ, જો આપણે ઇગ્રેજ સામુ જોઇને બેસી રહેવુ પડે તો આપણે કઇ રીતે અસહકાર કરી શકીએ ?

જિતેન્દ્રિય થયા વિના અસહકારની લડત લડવી કઠણ છે, જે માણસ જીભે જૂઠુ બોલતો નથી, ગદુ ખાતો નથી, જે ખૂરૂ

જોતો નથી, જેની નજર સાફ છે, જે માણસને પોતાની સ્ત્રી સિવાય બધી સ્ત્રીઓ મા બ્હેન સમાન છે, જેને પોતાનુ મન કાબૂમા છે, ને જિતેન્દ્રિય છે

બીજા સામે જે સત્યાગ્રહ કરે તે પોતાને હાથે જુલમ કરતો નથી

મને અગ્રેજો પ્રત્યે દ્વેષ નથી, પણ અસત્યની જોડે, આપ મીચામણાની જોડે, અન્યાયની જોડે મારે હાડવેર છે

અનુભવે જોઉ છુ કે જે માણસ દેશહિતને કારણે સત્યાગ્રહી થવા માગે છે તેણે બ્રહ્મચર્ય પાળવુ જોઇએ, ગરીબાઇ ધારણ કરવી જોઇએ, સત્યનુ તો સેવન કરવુ જ પડે, અને તેનામા અભયતા આવવી જોઇએ

આજે હુ બ્રિટિશ પ્રજાને કહી રહ્યો છુ કે હુ તમને ચાહુ છુ અને તેમની સોબત ઇચ્છુ છુ પણ એ સોબત ચોકખી શરતોએ ઇચ્છુ છુ મને તો મારૂ સ્વમાન જાળવીને તેમના ચોકખા બરોબરીયા બનીને જ રહ્યુ પોષાય તેમ છે જો એ બરોબરીયાપણુ આપવા બ્રિટિશ પ્રજા તૈયાર ન હોય તો મારે એ બ્રિટિશ સબધ જોઇતો નથી

સાચો સત્યાગ્રહી જાતે માગે તે જ હક પોતાના વિરોધીઓને પણ આપે

## આર્થિક

આપણે જ્યારે સ્વદેશી ધર્મ છોડયો ત્યારથી આપણુ અધપતન શરૂ થયુ.

સ્વદેશી ધર્મ   છે   દરેક ગામડુ ોના ' [redacted] 'આતની ચીજો પોતેજ પેદા ક   લે

દેશમા અનાજ નથ  વસ્ત્ર નથી અથવા બન  બહુ મોઘા છે દૂધ ઘીનો તો ઘણાને ત્યાગ કરવો પડે છે તે અવસરે મુખ્ય ધર્મ આ બે વસ્તુ પેદા કરવામા ને પૂરી પા [redacted] આપણે ખાઇએ, પહેરીએ તેમા દયાધર્મનો સમાવેશ થઇ જાય છે

જ્યા લગી હિન્દુસ્તાનમા કરોડો ભૂખે મરે ત્યા લગી આપણને પાર્ટીઓ આપવાનો, જમણ કરવાનો, આડબરયુક્ત વિવાદ કરવાનો, એશઆરામમા ખર્ચ કરવાનો અધિકાર જ નથી આપણે ઉત્તમ પકવાનો પણ ન ખાઇ શકીએ

દેશ જ્યા સૂધી પરતન્ત્ર દશામા છે   ધી બારીક સુતરનુ કાપડ આપ ો હરામ થવ[redacted]

ખાદી ૭ માગે નો [redacted] વિશ્વાસ છે રેશમ નારે શરીરે અડકાવવુ એ રા શરીર [redacted] ર અત્યાચાર કરવા સમાન છે

હુ પરદેશને નુકસાન ન[redacted]ડોચાડુ તેમ મારા દેશને પણ નુકસાન ન થવા દઉ જેમ માન્ચેસ્ટરનો વેપાર હિન્દને નુકસાન કર્તા છે તેથી ત્યાજ્ય છે તેમ - હિન્દુસ્થાનનો ચીનની સાથેનો અફીણનો વેપાર ચીનને નુકસાનકર્તા હોઇ હુ ત્યાજ્ય સમજુ છુ

સત્યને સેવતાં પૈસો રહે તો ઠીક છે નહિ તો હાથનો મેલ સમજી તેને જતો કરતાં એક પળવાર પણ આચકો ખાવો નહિ.

જ્યાસુધી માલેકો મજૂરોને પોતાના કુટુમ્બી ગણતા નહિ શિખે, બગર તો મજૂરો પોતાના હકો અને તે મેળવવાની પદ્ધતિઓ જાણતા નહિ થાય ત્યાસુધી મજૂરોની દશા સુધરવાની નથી

હુ છાતી ઠોકીને કહેવા ઇચ્છુ છુ કે વેપારીવર્ગ સ્વદેશીની ભાવના સમજતો થશે કે તુરતજ સ્વરાજ્ય મળશે સ્વરાજ્ય મેળવવાની જે અનેક ચાવીઓ છે, તેમા સુવર્ણની ચાવી તો સ્વદેશી વ્રતજ છે

જે દેશ પોતાનો કાચો માલ બહાર મોકલે છે ને તેની પર બહાર મરામત થઇ પાછો આવે છે તે લે છે, જે દેશ પોતે રૂ પેદા કરવા છતા પોતાના કપડાના કરોડો રૂપિયા બહાર આપે છે તે દેશની દશા કગાલ ન હોય તો શુ હોય? જે દેશના લોકો પોતાના વિવાહ વગેરેના ખર્ચમા પૈસા ખર્ચે તે સ્થિતિને ઉડાઉ ગણવામા આવે-તે દેશની દશા ભિખારી જ ગણાય જે દેશ મરકી વગેરેના સુધારા કરવામા પૂરતુ ખર્ચ ન કરી શકે એ દેશ ભિખારીજ ગણાય

વેપારીએ સ્વાર્થ જ સાધવો અને પૈસા જ એકઠા કરવા, એવો નિયમ નથી એવા વેપારને આપણે વેપાર નહિ કહીએ, પણ ચોરી કહીશુ જેમ સિપાઇ રાજ્યને સારૂ મરે છે તેમ વેપારીએ પ્રજાના સુખને અર્થે પૈસો ગુમાવવો ઘટે છે

## રાજકીય.

જ્યા રાજ્ય અન્યાયી છે ત્યા પ્રજાની સ્વતત્રતા રાજાની જેલોમા જ હોય છે.

આપભોગ ઉપર, યજ્ઞ ઉપર, કુરબાની ઉપર ખડો થયે ન્યાય જ આ સસારમા કોઇપણ મનુષ્યને માટે ખરી વસ્તુ '

ઉત્તમતાનુ માપ તો નીતિ જ છે અને નીતિની પાછ રહેલુ સામ્રાજ્ય છે

સરકાર ભૂડા કામ કરે તેનુ વર્ણન કરતા મહોબત । તો દોષ સરકારનો છે, ભૂરા કામ સચ્ચાઇથી વર્ણવનાના નર અને જો તેમ કરતા કાયદાનો ગુન્હો ગણાય તો ગુન્હો એ પુ કર્મ થવા જાય

જુલમી રાજ્ય તળે સારા માણસને સાફ જેલ એ જ ક ભાગે પવિત્ર સ્થળ છે જેલ એ આપણી સ્વતત્રતાનુ સ્થાન '

જે પશુબળથી બીજાને વશ કરવા માગતો નથી તે પ બળને વશ પણ ન રહે

લોકોના શુદ્ધ અણગમાની સામે કોઈ બાદશાહી ટકી ન શકે

ઇન્સાફ, અને રાજનીતિ ચોકખા રાખવા અને રખાવવા રાજાની તેમજ પ્રજાની ફરજ છે

જ્યારે અતરના અવાજને દબાવી રાખવો એ ઇશ્વર ઇન્કાર કર્યા બરોબર થઇ પડે તેમ હોય ત્યારે કાયદાનો સવિ ભગ એ માણસનો સર્વોપરી ધર્મ થઇ પડે છે

સરકારની ખોટી લડત સામે લડવુ તેમાજ આપણી વ દારી, આપણો ખરો ધર્મ છે એ આપણે ન કરીએ તો આ વફાદાર નથી. ધર્મવાન નથી.

જે આગેવાનો જનસમાજના મોટા સમુદાયોને દોરનારા છે તેવાઓની કોઈ પણ સરકાર અવગણના કરી શકતી નથી, પછી ભલે તે નેતાઓ સરકારથી તદ્દન વિરૂદ્ધ મત ધરાવતા હોય

આજે તો ધરતીનો એક ઇંચ પણ આપણો નથી, બધુ સરકારી છે આ જમીન, આ ઝાડ સહુ કઈ સરકારી છે શરીર પણ સરકારી છે અને આપણો આત્મા પણ આપણો પોતાનો છે કે નહિ તે વિષે આજે મને શકા થઈ રહી છે

મે અનેક વાર કહ્યુ છે તેમ તે જ રાજ્ય સર્વોત્તમ છે કે જે ઓછામા ઓછી સત્તા વાપરે છે

## સ્વદેશાભિમાન.

દ્વેષભાવથી પોષાતુ દેશાભિમાન મારે છે, પરતુ પ્રેમભાવથી પોષાતુ દશાભિમાન તારે છે

દેશના ઉદ્ધારને સારૂ દેશ ઉપર પ્રીતિ, દેશને અર્થે ઉદ્યોગ એટલે ધર્મજાગૃતિ સિવાય બીજા કશાની જરૂર નથી અને ધમ જાગૃતિ એટલે કતવ્યપરાયણતા દરેકે પોતાનો આજનો ધર્મ સમજી તે આચરવો, એટલે કાલનો તેની મેળે મળી આવશે આ-જનો ધર્મ એ છે કે, ( ૧ ) આપણે કોઇથી બીવુ નહિ, ( ૨ ) સત્યજ આચરવુ, ( ૩ ) દેશનો ભૂખમરો દૂર કરવા સારૂ સ્વદેશી ધર્મ ગ્રહણ કરવો, ( ૪ ) તે ધર્મ સહેજે પળાય તેટલા સારૂ આપણે ઘેર રેટિયા દાખલ કરાવવા, ને હાથવણાટ વધારી વધારાવી તેથી પેદા થતુ કાપડ પહેરવુ

જ્યા લગી આપણે સ્વાર્થ છોડી પરમાર્થ ગ્રહણ નથી કર્યો, આપભોગ કરતા નથી શીખ્યા, સાચનોજ આશ્રય નથી લીધો,

બીક છોડી હિમત ગ્રહણ નથી કરી, દભ નથી છોડયો ને અજ્ઞાનનો ત્યાગ નથી કર્યો, ત્યા લગી દેશની ખરી ઉન્નતિ થવાનીજ નથી

યુરોપિયન પોશાકનુ અનુકરણ કરવુ એ આપણી અધોગતિની, દુર્ગતિની અને કમજોરીની નિશાની છે

મોતનો ડર આપણે મેલીએ તો ઘણા સારા કામો કરી શકીએ.

## ધાર્મિક.

જ્યારે જ્યારે જે વસ્તુ આપણને એટલે દરજ્જે નાપસદ હોય કે તેના સ્વીકારથી આપણો આત્મા હણાય, ત્યારે ત્યારે તે વસ્તુનો ત્યાગ કરવાનો આપણને અધિકાર છે, અને એ આપણી ફરજ છે

અપવાસ તો ખરો ત્યારે જ કહેવાય કે જ્યારે અપવાસની સાથે શુદ્ધ વિચારોનુ સેવન થાય અને અધમ વાસનાઓની સામે ટક્કર ઝીલવા સકલ્પ થાય તેજ પ્રમાણે પ્રાર્થના પણ ખરી ત્યારેજ કહેવાય કે જ્યારે તે સમજપૂર્વક અને ચોક્કસ રીતે થાય મનુષ્યને તેની સાથે તન્મય થવુ જોઇએ આપણુ મન દશે દિશામા ભટકતુ હોય ત્યારે પ્રભુના નામના મણકા ફેરવવા નકામા છે

ધર્મસકટો પડતા જ માણસ ઘડાય છે પડી પડીને જ ચઢે છે 'રખેને ભૂલ થશે તો' એમ સમજી સાવધ રહેવુ આપણુ કર્તવ્ય છે એમ સમજી કઇ ન જ કરવુ એ કાયરતા છે.

એટલે ભૂલ થવાની ધાસ્તી છતા એ જ્યા અન્યાય માલમ પડે, ત્યા પ્રેમભાવે તેનો વિરોધ કરી પરિણામના અધિકારી ન બનવુ એજ ગીતામાર્ગ છે.

યજ્ઞના ઘણાએ અર્થ કરી શકાય છે, પણ સ્વધર્મને સમાન્ય એવો યજ્ઞનો એક જ અર્થ છે, અને તે એ કે ખરેખરી ઉન્નતિને સારૂ પ્રાણાર્પણ કરવા લગી તૈયાર રહેવુ

જેની આપણે પૂજા કરતા હોઇએ તેના સદ્‌ગુણોનુ અનુકરણ એ જ પૂજા છે

આપણે આપણી શ્રદ્ધાને ખોઇ બેઠા છીએ યાત્રાસ્થાન પવિત્રતાને બદલે પાખડના ધામ બનેલા છે એ હુ નજરે જોઇ રહ્યો છુ

જો આપણો-ધર્મ હિન્દુઓનો ધર્મ અને મુસલમાનોનો ધર્મ-આપણને કઇ શીખવતો હોય તો પહેલી વસ્તુ તે એ **શીખવે છે કે આપણે આપણા વિષયોને, આપણી ઇંદ્રિયોને, કાબુમાં રાખવાં.** બધાજ ધર્મો આપણને શીખવે છે કે જગતમા જેટલી સ્ત્રીઓ છે તે બધી મોટી ઉમ્મરની તેટલી માતા સરખી છે, સરખી વયની બ્હેન સમાન અને નાની દીકરી થઇ શકે એવડી હોય તો તે દીકરી સમાન ગણવાની છે

સત્યનુ પાલન, બ્રહ્મચર્યનુ પાલન, એ સામાન્ય ધર્મો છે.

ગૃહસ્થોને માટે પણ બ્રહ્મચર્યપાલન એ ધર્મ છે બ્રહ્મચર્ય એટલે કાન, આખ, નાક, જીભ અને ચામડી બધી ઇન્દ્રિયોનો

સયમ આ ધર્મ કેવળ મન્યાસીને માટે નથી, સદ્ગૃહસ્થોને માટે છે આ સાદા નિયમો ન પાળતો હોય તો તે સદ્ગૃહસ્થજ નથી

જો તમારી હિન્દુસ્તાનને સુખી કરવાની ઇચ્છા હોય તો તમારો પહેલો ધર્મ એ છે કે તમારે જુદા જુદા ધર્મોની સાથે એકદિલ થઇને રહેવુ

## જીવન સૂત્રો.

સત્યમા સવ ધર્મની મીમા છે સત્ય એ પરમેશ્વર છે સત્ય કરતા પર એવો કોઇ ધર્મ નથી

અન્નને માટે ને વસ્ત્રને માટે જે યજ્ઞ ન કરે તેને અન્નનો કે વસ્ત્રનો અધિકાર જ નથી, ચુલાની પ્રવૃત્તિ ન કરે તે ખાય નહિ, રેંટિયો ચલાવે નહિ તે પહેરે નહિ યજ્ઞ એટલે કુરબાની, યજ્ઞ એટલે આપભોગ, યજ્ઞ એટલે શારીરિક મહેનત

દુઃખી પણ સેવા કરવી એ સર્વ ધર્મનુ શિક્ષણ છે ધર્મીની પરીક્ષા જ તેના રાગદ્વેષાદિના રોકવામા છે ગુસ્સાનુ કારણ મળતા છતા જે ગુસ્સાને રોકે છે એણે જ પ્રભુને પિછાન્યો

જે માણસ ઇશ્વર ઉપર જ બધુ છોડે છે તેને જગતમા કદિ હારવાનુ રહેવુ જ નથી

મે આ જીવનના સૂત્ર તરીકે સ્વીકાર્યુ છે કે જ્યાસુધી તેને ( માણસને ) ધાર્મિક ટેકો નહિ હોય, ત્યાસુધી કોઇ માણસે પછી તે ગમે તેટલો મોટો હોય, તો પણ તેણે કરેલુ કોઇ પણ કાર્ય વાસ્તવિક રીતે ફલિભૂત નહિ થાય

ઇશ્વરની આજ્ઞા અને માબાપની આજ્ઞા વચ્ચે વિરોધ હોય ત્યા ઇશ્વરની આજ્ઞાને વધારે માન આપવાનુ હુ કહી રહ્યો છુ.

આપણે સ્વર્ગમા જવુ હોય તો બાળકના જેવુ (નિર્દોષ) થવુ જોઇએ

જે પ્રભુ-પ્રાર્થના વિના, સંધ્યાસ્નાનાદિ વિના દહાડો ગાળે તે પ્રભુનો ચોર બને અને આત્માને ઓળખવા ન જ શીખે

## સેવા.

જે પડોશીની સેવા કરે છે એ આખા જગતની સેવા કરે છે,

અત્યારે જેને સેવા કરવાનો ઉમગ છે જેમને સેવાની કુચી હાથ લાગી ગઇ છે તેમણે તો ભાવનાઓ પેદા કરવાના કામમા પડવાને બદલે કામ જ કરવા મડી જવાનુ છે તેમનું પ્રથમ કર્તવ્ય, અને છેવટનુ કર્તવ્ય કામજ હોવુ જોઇએ કામ કર્યા કરી જ અને તે કરતા જ તેમો પોતાનો સદેશો બરાબર સભળાવી શકશે

બધા વાઇસરોય અથવા તો જનરલ થઇ ન શકે પણ સહુ સેવક કે સિપાઇ થઇ શકે છે સમાજની સેવા એ મોટો ધર્મ છે

કુટુબસેવા એ લોકસેવાની વિરોધી ન હોઇ શકે પહેલા પોતાની સેવા, પછી કુટુબસેવા, પછી ગામસેવા અને પછી દેશ-સેવા, એ ક્રમ હુ માનુ છુ પરતુ કોઈ પણ, સેવા, જગતના કલ્યાણની વિરુદ્ધ ન હોવી જોઇએ

જ્યા લગી બાળલગ્નની હાસડી આપણે પહેરવી સરજત હશે, ત્યા લગી પુરુષોએ પોતાની સ્ત્રીઓના શિક્ષક બનવુ પડશે

જે માણસને પ્રજાની સેવા કરવી હોય એણે તો શાપ પહે-

લેથીજ વ્હોરી લેવો જોઇએ

મને પોતાને પરિષદોમા બહુ શ્રદ્ધા નથી સમાજસેવા વધારે અસરકારક રીતે તો આડબર વિના જ કરી શકાય ડાબા હાથ થી થતુ કાર્ય જમણો પણ ન જાણી શકે એવી રીતની સમાજ સેવા શ્રેષ્ટ છે

સ્વયસેવક એ કે જે પગાર લઈ સેવા કરનારના કરતા વધારે વૈતરૂ કરે, વધારે પ્રમાણિક હોય, વધારે શક્તિ ધરાવે, વધારે નમ્ર હોય, હુકમને તાબે રહેવાની શક્તિ વધારે ધરાવે એવા સેવકને માત્ર તેના પેટ પૂરતુ જ આપેલુ હોય એ ભિક્ષા ઉપર નથી નભતો, પણ એ દેશની સાચી સેવા કરે છે એ વધારે આપે છે અને થોડુ લે છે

પ્રજા ઉપર કામની કાયમની છાપ રહે એવુ કરવુ હોય તો ગોખલેજીના શબ્દોમા ' કામ કરનારા માણસે તે કામને માટે પોતાનુ જીવન સમર્પવુ જોઇએ ' આવા કામ કરનારા લાવો, અને હુ ખાત્રી આપુ છુ કે દેશ જે દુખોથી પીડાઇ રહ્યો છે તેમા થી તેઓ તેને મુક્ત કરશે

હિન્દુસ્તાન તેના શહેરોમા નથી હિન્દુસ્તાન ગામડાઓમા વસે છે

## સામાજીક.

ન્યાયને સારૂ મરવુ એ મનુષ્યનો કાયદો છે, મારવુ એ જનાવરનો છે

લોકોએ જ્ઞાનપૂર્વક અથવા તો શ્રદ્ધાપૂવક પણ સ્વેચ્છાએ ગ્રહણ કરેલો ફેરફાર એ જ ખરો સુધારો ગણાય

ગમે તેટલા ગુસ્સાનુ કારણ મળ્યા છતા જે માણસ ગુસ્સાને વશ ન થઈ નુકસાન નથી કરતો તે જ જીતે છે, તેણેજ કાયદો પાળ્યો ગણાય જે પ્રજા કાયદો પાળી જાણતી નથી તેને અન્યાયની સામે થવાનો હક્ક નથી

હુ તો એમ માનુ છુ કે આપણે ખાવાની ક્રિયાને મોટુ મહત્વ આપી મદવાડ અને ભૂખમગો વ્હોરી લીધા છે ને સયમને અઘરો કરી મૂક્યો છે

દરેક ક્ષેત્રમા દભ વધી પડ્યો છે નબળાઇની સાથે દભ હમેશા રહેલોજ છે વળી જ્યા લોકો નીતિવાન થવા ઇચ્છતા હોય છતા ન બની શકે ત્યા દભ વધે જ, કેમકે નીતિવાન ન હોઇએ તે દેખાવાની લાલચે વણાઇ એક અનીતિમા બીજીનો ઉમેરો કરીએ છીએ આપણા ધર્મમા પણ દભે સપૂર્ણતાએ પ્રવેશ કર્યો છે, તે એટલે લગી કે **આપણાં ટીલાં માળા ઇ. આપણી પવિત્રતાની નિશાની હોવાને બદલે અપવિત્રતાની સંજ્ઞા થઈ પડયાં છે.**

જાહેર સેવા કરનારનો ધર્મ પ્રજાના પ્રવાહની ગતિ હોય તેમા તણાવાનો નથી પણ જો તે ગતિ અવળી હોય તો તેને સવળી કરવાનો છે

જે પરને પીડા કરે છે, પારકાનો દ્વેષ કરે છે, તેને નુકસાન કરે છે, એ માણસ જગતમા રહેવાને લાયક નથી કેમકે જગત્ તેનુ વેર કરે છે તેથી તેને હમેશા જગતથી ડરીને રહેવુ પડે છે ને જગત તેનાથી ડરે છે પૃથ્વી પ્રેમથી બધાએલી છે.

## બળ.

ઇશ્વિર ઉપર વિશ્વાસ રાખી આપણે કોઇના શરીરબળથી ન જ ડરવુ શરીરબળીઓ વધારેમા વધારે આપણા શરીરનો નાશ કરવાની સત્તા ધરાવે છે, તે શરીર વિશે આપણે નિડર બનીએ ત્યારે આપણે સિહ છીએ એટલે બળ, રાક્ષસી શરીર મેળવવામા નથી પણ મનની મજબુતીમા, આત્માની ઓળખાણમા, મોતની નિડરતામા રહેલુ છે

માણસ બગેબરિયો પોતાના નીતિબળથી કે શરીરબળથી બની શકે છે શરીરબળથી એકસરખાપણુ મેળવવુ એ ઉતરતી પક્તિનુ સરખામણુ છે એ પશુનીતિ છે

નામર્દાઇ કરતા તો પશુબળ વાપરવુ વધારે સારૂ છે

ક્ષમા એ વીરતાનો ગુણ છે જેનામા વેર વાળવાની શક્તિ છે, તે પ્રેમ કરી જાણે, જેનામા વિષયો ભોગવવાની શક્તિ છે તે વિષયોને રોકી બ્રહ્મચારી ગણાય ઉદર બિલાડીને ક્ષમા આપીજ ન શકે હિન્દૂસ્તાનમા લડવાની તાકાત હોય છતા ન લડે એજ આત્મબળની નિશાની ગણાય

જે વ્યક્તિ પોતાના દોષો જોના નથી ઇચ્છતી અથવા કબૂલ કરતા ડરે છે તે આગળ વધીજ ન શકે

ખરો લડવૈયો એ છે કે જે મારીને મરતો નથી પણ મરીને જીવવાનો મત્ર સાધી લે છે

વગર હથિયારે દુશ્મનની સામે ઉઘાડી છાતીએ મરવાની જે હિમ્મત કરી શકે તે શૂરવીરમા શૂરવીર સિપાઈ છે.

હુ માનુ છુ કે શત્રુને મારવો એ મનુષ્ય સ્વભાવનુ પતન છે, એમા હિણુપત છે અને કોઈ પણ પ્રસગે ભેદ રમવાથી ખરો લાભ થતોજ નથી ભેદ રમનારનો આત્મા હણાય છે

દાબી રાખેલી ઉષ્ણુતામાથી જેમ શક્તિ પેદા થાય છે તેમ સયમમા રાખેલ ક્રોધમાથી પણુ એવુ બળ પેદા કરી શકાય કે જે સારા જગતને હચમચાવી નાખે

હરકોઈ સસ્થા વિરોધમાથી ઉલટુ પોષણુ મેળવે છે અને વૃદ્ધિ પામે છે

મનુષ્યને જીવનમા એકવાર એવો પ્રસગ આવે છે કે જ્યારે ખુદા કે શયતાન એ બેમાથી એકનો પથ તેણે ગ્રહણ કરી લેવો જોઇએ

ખરી સિપાઇગીરી મરવામા છે, મારવામા નથી, કોઇની આબરૂ સાચવવામા છે, લૂટવામા નથી

પરિણામની બીક રાખ્યા વિના વિશ્વાસ રાખી ઝપલાવવુ એ વીરતા છે

આપણુ પોતાનુ માન જાળવવુ એ આપણો ધર્મ છે

લૂટીને જીવવા કરતા તો આપઘાત કરવો સારો, બીજાને લૂટીને ખાવા કરતા ભૂખે મરવુ તે સારૂ બીજાને લૂટીને કપડા પહેરવા તે કરતા નગ્નદશામા ફરવુ વધારે સારૂ છે

**પ્રતિજ્ઞા લઇને જે તોડે છે તે હેવાન બની જાય છે, નામર્દ બની જાય છે. પ્રતિજ્ઞા લોજ નહિ એ બહેતર છે; પ્રતિજ્ઞા લઇને તોડવી એ ભારે ગુન્હો કર્યા બરાબર છે.**

**સ ષની પ્રતિજ્ઞા લીધી હોય તો પ્રાણ ' ' ' ' ાતર કે કોઈ મનુષ્ય બચાવવાની ખાતર પણ ર. ન નથી બોલી શકતા.**

ક્ષત્રિનો ધર્મ કોઇ ગાળો દે—લાકડી મારે—ધારીયુ મારે તો સામુ મારવામા નહિ પણ સહન કરવામા છે ક્ષત્રિનો ધર્મ ન ભાગવાનો છે જ્યા સૌથી વધારે મરવાનો સભવ ત્યા જઇને ઉભો રહે તેજ બહાદુર, જે માગી શકે તેને કોઇ બહાદુર નથી કહેતુ એક કુભાર ગધેડાને માર્યા કરે છે તેને આપણે ક્ષત્રિ નથી કહેતા

આપણુ નિર્બળતા છુપાવવામા જોખમ છે પણ એથીયે વિશેષ જોખમ હિમતનો ખોટો ડોળ કરવામા રહેલુ છે

આપણો વિશ્વાસ એ મોટામા મોટુ વિઘ્ન આપણા રસ્તામા છે

પાપ છેતરનારને હોય, છેતરાનારને ન હોય

બાપના જીવતા જે પુત્ર બાપના સદ્ગુણોની નકલ ઓછી કરતો હોય તોપણુ બાપ મર્યે સપૂર્ણતાયે તેમ કરે તે સપૂત છે, નહિ કે જે ખૂબ રોકકળ કરી મૂકે અથવા ખૂબ ન્યાતવરા કરવામા મચી જાય

આપત્તિ હોય, જોખમો હોય, તે ખેડવા ને પોતાનુ કામ કરવુ એ વીરતાની નીશાની છે

પાપ કરવાની છૂટ હોવા છતા જે પાપ નથી કરતો તેજ પુણ્યવાન કહેવાય ને તેવાઓથીજ આપણુને ફાયદો થાય

જે પ્રજા પોતાના બાળકોને, પોતાની સ્ત્રીઓને, ને પોતાના નોકરને માન નથી આપતી તે પ્રજાની સભ્યતા નાશ પામે છે

જે મોતની અણીએ ઉભા પણ ઇશ્વરને ન ભૂલે તેનોજ મોક્ષ સમજે મરતા સુધી જે ભલાઇ ન છોડે તેજ બચ્યો કહેવાય

ચોરથી બચવુ એ જેટલુ જરૂરનુ છે તેના કરતા ચોરને તેના ધંધામાથી બચાવી લેવો એ વધારે જરૂરનુ છે

જે શાન્તિ બીકના માર્યે કે નગળાઇને લીધે જળવાય છે તે શાન્તિજ નથી ખરી શાન્તિ એજ હોઇ શકે કે જેમા બળ ને તેજ રહ્યા છે શાન્તિ એ પણ એક સૂક્ષ્મ વીર્ય છે તેનો સચય કરનારા પણ પ્રૌઢ બ્રહ્મચારી બને છે ને તેથી તેજસ્વી બને છે

## અહિંસાધર્મ

જે અહિસા ધર્મનુ પૂરેપૂરૂ પાલન કરે છે એના ચરણોમા આખો સસાર આવીને પડે છે આસપાસના જીવો પર પણ એનો પ્રભાવ પડે છે કે સાપ અથવા બીજા ઝેરી જાનવર પણ તેને કોઇ હાનિ કરતા નથી

અહિસાનો વાસ્તવિક અર્થ એ કે તમે કોઇ મનુષ્ય ( પ્રાણી ) નું ચિત્ત ન દુખાવો, અને તમે જેને પોતાના શત્રુ સમજતા હો તેના સબધમા પણ હૃદયમા કાંઇ ખરાબ ભાવ ન રાખો, જે મનુષ્ય અહિસાના સિદ્ધાત પર ચાલે છે, તેનો કોઇ શત્રુ રહેતોજ નથી.

સત્ય અને અહિંસાજ મારૂ ધ્યેય છે **अहिंसापरमोधर्म** થી મહાન શોધ દુનિયામા બીજી નથી જે ધર્મમા જેટલી પણ થોડી હિંસા છે, તે ધર્મમા તેટલુ સત્ય પણ વધારે છે એમ સમજવુ જોઇએ આપણે જો ભારતનો ઉદ્ધાર કરી શકીએ તો કેવળ તે સત્ય અહિંસાથીજ કરી શકીએ

જીવનનો મે એક સિદ્ધાત નકી કર્યો છે તે સિદ્ધાત એ છે કે કોઈ માણસનુ-ભલેને ગમે તેટલો મહાન કેમ નથી-કોઇ પણ કામ ત્યા સુધી કદી સફળ કે લાભદાયક નહિ થાય કે જ્યા સુધી તેને કોઈ પણ પ્રકારનો ધાર્મિક આશ્રય ન હોય અહિ ધર્મ શબ્દના પ્રયોગનુ તાત્પર્ય એ નથી કે તમે સસારના સર્વ ધર્મગ્રન્થો વાચીને શીખશો જે ધર્મમા ખરૂ તાત્પર્ય છે તે વાસ્તવિક રીતે મગજ દ્વારા ગ્રહણ કરી શકાતો નથી પરતુ તેનો સબધ હૃદયની સાથે છે તે એક એવી વસ્તુ છે જે આપણને પ્રત્યક્ષ તો નથી થતી પરતુ આપણામા તેનુ પ્રતીકરણ થાય છે એ ધર્મ આપણા લોકોના હૃદયમા અવશ્ય રહે છે અને કોઇ લોકોને તો એ હૃદયમા રહ્યાનુ જ્ઞાન થાય છે અને કોઇને તો તેનુ સ્હેજે જ્ઞાન થતુ નથી પરતુ તે હૃદયમા રહે તો અવશ્ય છેજ આ ધર્મભાવને જોઇએ તો આપણે કોઈ બહારની સહાયતાથી જાગ્રત કરીએ અથવા જોઇએ તો આત્મિક ઉન્નતિ દ્વારા જાગ્રત કરીએ પરતુ જો કોઇ કાર્યને આપણે ઉચિત રીતે કરવા અથવા કોઈ એવુ કાર્ય કરવાને ઇચ્છીએ કે જેના કરવાથી આપણો વિવેક આપણને વિવશ કરતો હોય, તો એ સ્થિતિમા એ ધર્મભાવને જાગ્રત કરવોજ પડશે. આપણા ધર્મશાસ્ત્રોમા એવા નિયમો બતા-

વવામા આવ્યા છે કે જે જીવનના સત્યસિદ્ધાત બને અને જેને આપણે માનવાજ પડે છે

જ્યા ધર્મ નથી ત્યા નથી વિદ્યા, નથી લક્ષ્મી, કે નથી આરોગ્ય ધર્મરહિત સ્થિતિમા પૂરી શુષ્કતા છે, સદા સર્વદા સર્વ રીતે શૂન્યતાજ છે આ ધર્મશિક્ષણને આપણે ખોઇ બેઠા છીએ આપણી શિક્ષણ પદ્ધતિમા તેનુ સ્થાનજ નથી આ વાત એવી છે કે 'વર વિનાની જાન' ધર્મને જાણ્યા શિવાય વિદ્યાર્થી કઇ રીતે નિર્દોષ આનદ પ્રાપ્ત કરી શકે ? આ આનદ મેળવવા માટે શાસ્ત્રનુ અધ્યયન, તેનુ મનન અથવા વિચાર અને એ વિચાર અનુસાર અસ્ખલિત આચરણ આવશ્યક છે

## સત્યાગ્રહ.

સત્યાગ્રહ વિશુદ્ધ આત્મશક્તિ છે, આત્મા એ સત્યનુ સ્વરૂપ છે તેને લીધેજ એ શક્તિને સત્યાગ્રહ કહે છે આત્મા જ્ઞાનમય છે તેમા પ્રેમભાવ પ્રજ્વલિત થાય છે અજ્ઞાનથી કદાચ આપણને કોઇ કષ્ટ દેશે તો આપણે તેને પ્રેમભાવથી જીતી લઇશુ પ્રેમનેજ વશ થઇને સસાર ચાલે છે

સત્યાગ્રહી પોતાના શરીરની પરવા નથી રાખતો, તે જે વાતને સત્ય સમજે છે તેને છોડતો નથી પરાજય એવો શબ્દ તેના શબ્દકોષમા છેજ નહિ તે શત્રુનો નાશ નથી ઇચ્છતો, શત્રુપર રોષ નથી કરી શકતો પરતુ તેની ઉપર દયાભાવ રાખે છે

જેણે સત્યાગ્રહ માટે સર્વસ્વનો ત્યાગ કર્યો તેણે સર્વ કાઇ પ્રાપ્ત કીધુ કારણ કે તેની પાસે સતોષ એજ સુખ છે. બાકી તે

શિવાય સુખ કોણે મેળવ્યુ છે ? અન્ય સુખ મૃગજલ સમાન છે જેમ જેમ તેની નજીક જવાનો યત્ન કરીએ તેમ તેમ તે દૂર જતુ જાય છે

દયાબલજ આત્મબલ અથવા સત્યાગ્રહ છે અને એ બલની સિદ્ધિના પ્રમાણો ડગને ને પગલે મળે છે જો એ બળ નહોત તો પૃથ્વી ક્યારની એ રસાતલ પહોચી ગઇ હોત

તલવાર ચલાવનામા જરા પણ બહાદુરી નથી માર-વાવાળાની કદાચિત ભૂલ હશે તો તે ભૂલ હમેશ તેને ખટકયાજ કરશે, કે મે હત્યાનુ પાપ કયુ છે પણ મરવાવાળાએ ભલેને ભૂલથી મૃત્યુ અગીકાર કર્યું હોય તો પણ તેનો વિજયજ છે સત્યાગ્રહ અહિસા ધર્મ છે અને તેને માટેજ તે સદા સર્વદા સર્વત્ર ધન્ય છે, શ્રેષ્ટ છે શસ્ત્રબળ હિસાત્મક છે તેને લીધે તે બધા ધર્મોમા નિદ્ય ગણવામા આવ્યુ છે શસ્ત્રબળ ધારણ કરનાર પણ પોતાના પ્રયોગની બહુજ મોટી સીમા આકે છે, પરતુ સત્યાગ્રહને માટે કોઈ સીમા કે મર્યાદા છેજ નહિ અને જો તેની મર્યાદા છે તો તે કેવળ સત્યાગ્રહીની તપશ્ચર્યા એટલે દુ ખ સહન કરવાની શક્તિની સીમા છે

સત્યાગ્રહ એક એવી તલવાર છે કે જેની સર્વ બાજુએ ધાર છે એનો ઉપયોગ દરેક રીતે થઇ શકે છે તે એક ટીપુ પણ લોહીનુ રેડયા શિવાય ચલાવનારનુ કલ્યાણ કરે છે તેનુ પરિણામ બહુજ દૃઢ અને ગહન આવે છે તેમા નથી મોરચો મડાતો કે નથી તેને કોઇ ચોરી શકતું સત્યાગ્રહી તલવારને માટે નથી કોઈ મ્યાનની જરૂર કે નથી કોઇ તેને જબરદસ્તીથી પડાવી શકતું.

## કેળવણી.

મારા વિચાર પ્રમાણે તો આપણી કેળવણીની પદ્ધતિ એવી ખરાબ અને સડેલી છે કે તેને પરિણામે આપણા ભેજા ખવાઇ ગયા છે અને આપણે પશ્ચિમના અવકચરા જ્ઞાનથી કેટલીક વેળા આડે રસ્તે દોરવાઇ જઇએ છીએ

અક્ષરજ્ઞાન એટલે જ દરજ્જે જરૂરનુ છે કે જેટલે દરજ્જે તે આપણી વિચારશક્તિને ખીલવે અને આપણને સારામારનો નિર્ણય કરતા આવડે

આપણે મનુષ્ય બનવુ એ પ્રથમ ભણતર છે મનુષ્ય જ અક્ષરજ્ઞાનને લાયક છે જે મનુષ્યત્વ ગુમાવી બેઠા છે તેને શીખ-વીને શુ કરવુ ? અક્ષરજ્ઞાનથી મનુષ્યત્વ નથી આવતુ

શિક્ષકો જો હિમત ધરીને કહેશે કે અમે ભીખ માગીનેયે સાચુ રાષ્ટ્રીય શિક્ષણ જ આપીશુ તો આકાશમા દેવતાઓ પણ જોવા આવશે અને તેઓ પૈસાના વરસાદ વરસાવશે

મનુષ્ય થવુ એને હુ પહેલી કેળવણી માનુ છુ

પચીસ કે ત્રીસ વરસ સુધી ન પરણવાના જુવાન પુરૂષોએ વ્રત લેવા ઘટે છે.

શિક્ષણપદ્ધતિના ખાસ દોષો—એક તો એજ છે કે નિશાળોમા કશુ ખરૂ નૈતિક કે ધાર્મિક શિક્ષણ તો અપાતુ જ નથી બીજો દોષ એ કે શિક્ષણ અંગ્રેજી ભાષા મારફત અપાતુ હોવાથી છોકરા-ઓના મગજ ઉપર બેહદ તાણ પડે છે અને પરિણામે નિશાળોમા

અપાતા ઉચામા ઉંચા વિચારોને છોકરાઓ ગ્રહણ કરી શકતા નથી બહુ બહુ તો પોપટની પેરે કેટલીક ગોખેલી વાતો પઢી જાણે છે આ બે દોષો તો નીકળી જવા જ જોઇએ એ ઉપરાત આધુનિક શિક્ષણપદ્ધતિમા અગત તત્વ નથી શિક્ષકોએ વિદ્યાર્થીઓ જોડે અગત સબધ કેળવવો જોઇએ હાલના કરતા વધુ સારા અને વધુ સસ્કારી શિક્ષકોનો વર્ગ જોઇએ (આ ત્રણ દોષો નીકળી જાય તો શિક્ષણપદ્ધતિ આજે સુધરે )

જેનામા વખત આવ્યે કુરબાની કરવાની શક્તિ હોય, ફાસી પર ચઢવાની તાકાત હોય, ભેખ લેવાની તાકાત હોય, તેજ વિદ્યાર્થી મને જોઇએ છે

## પ્રકીર્ણ.

જન્મથી રાજી થવુ ને મરણથી ડરવુ એમા ભારે મૂર્ખતા છે

આપણા હૃદયની સાથે આપણા હસ્તોનો સુદર સહકાર જામે નહિ, ત્યા સુધી આપણુ જીવન ખરૂ જીવન નહિ બને

પ્રતિજ્ઞા તોડીને મને આઘાત કરે તેના કરતા રાત્રે આવી મારી ગરદન કાપે એ ઠીક મારી ગરદન કાપનારને માફ કરવા હુ ઇશ્વરને કહુ, પરતુ પ્રતિજ્ઞા તોડી આઘાત કરનાર માટે હુ માફી માગી શકુ નહિ

જેને ભૂલ કરવાનો હક્ક નથી તે કદિ સુધારો કરી શકવાના નથી

અત્યારે આપણને ચારિત્ર જોઇએ છીએ, પૂછડા જોઇતા નથી પોતાનો સ્વાર્થ તજીને કામ કરનારા માણસોની જરૂર છે, નહિ કે બડેખાઓની

**સર્પ કરડે ત્યારે દેહ લઇને છુટકો કરે છે. પૈસો અથવા વિષય કરડે ત્યારે દેહ, જીવ, મન, બધું લેતાં પણ છુટકારો થતો નથી.**

જે પ્રજાના શિક્ષકોએ પોતાનું પુરૂષત્વ ગુમાવી દીધું છે તે પ્રજા કોઈ દિવસ ન ચઢે

ફતેહ જ્યારે સાવ નજીક આવીને ઉભી રહે છે, ત્યારે એ પગથીએ જોખમ પણ સૌથી વધુમા વધુ સામા આવે છે, આ દુનિઆમા આજ સુધીમા કોઇએ કોઇ પણ મહાન ફતેહ અગાઉની બધી કોશીશો અને જહેમતોને પાછળ નાખી દે એવી એક છેલ્લી અસાધારણ કોશીશ કર્યા વિના મેળવી નથી ઇશ્વરના ઘરની છેલ્લી કસોટી આકરામા આકરી હોય છે સેતાનની છેલ્લામા છેલ્લી લાલચ સૌથી વધુ લોભાવનારી હોય છે જો સ્વતત્રતા આપણને પ્યારી હોય તો એ ઇશ્વરી કસોટીમાથી આપણે અણિશુદ્ધ પાર ઉતરવુ જોઇએ, સેતાનની એ છેલ્લી લાલચમાથી હરભોગે ઉગરવુ જોઇએ

**તમે અજ્ઞાનપણે બાળવિવાહનું પાપ કર્યું છે. જ્યાં સુધી કન્યાની પાકી ઉમ્મર નથી થયેલી, તે કેળવણી નથી પામેલી, ત્યાં સુધી તમે શુદ્ધ બ્રહ્મચર્ય પાળી, તેને તમે પોતે અથવા બીજાની મારફતે શિક્ષણ આપી પ્રજા ઉત્પન્ન કરવા અને પાળવાને સારૂ લાયક ન બનાવો ત્યાં સુધી તમે કોઈ પ્રકારે આ પાપમાંથી મુક્તિ મેળવવાના નથી.**

તેજ માણસ નિરોગી કહેવાય કે જેના શુદ્ધ શરીરમા શુદ્ધ મન નિવાસ કરે છે.

ઘણા હિંદીની આદત મો ઢાંકીને સૂવાની છે આમ કર' આપણા બહાર નીકળેલો ઝેરી શ્વાસ આપણે લઇએ છીએ ? ટાઢ વાય તો માથા ઉપર કઇ નોખુ વસ્ત્ર લપેટવુ કે કાનટે પહેરવી, પણ નાક તો જરૂર બહાર રાખવુ જોઇએ

કાર્યનો અનારભ બુદ્ધિનુ પ્રથમ લક્ષણ છે પણ આરભ કર્યો તો તેને ગમે તેમ કરીને પણ પાર ઉતારવુ મનુષ્ય માત્રની ફરજ છે

ક્રોધાવેશમા જ્યારે માણુસ બીજાની ઉપર પ્રહાર કરે ત્યારે તે પોતે પડે છે ને સામાનો ગુન્હેગાર થાય છે ક્રો' પીડાઇ પોતે દુ ખ સહન કરે છે ત્યારે પોતે પવિત્ર બને અને બીજાની ઉપર પવિત્ર અસર ઉપજાવે છે

સમાપ્ત.

\

# બોમ્બયુગનું બંગાળા.

આ પુસ્તકમાં બંગાળામાં ચાલેલી ગુપ્ત બોમ્બની ચળવળનો રસિક ઇતિહાસ, જુદા જુદા કાવતરાંખોરોના પરાક્રમો, જીવનચરિત્રો, કહાણીઓ, જેલમાં અને જેલ બહાર કરેલા કાવતરાં, સાંકેતિક ભાષા, ધમાધમીના જમાનાનો સાચો ઇતિહાસ, તેમના ગુપ્ત આશ્રમની અદ્ભુત વ્યવસ્થા વિગેરે વાતો તેમણે જાતે વર્ણવેલી છે. આ પુસ્તક દરેકે દરેક ગુજરાતીએ સંઘરવું જોઇએ.

તમામ પત્રોએ આ પુસ્તકના વખાણ કર્યા છે "નવયુગ" ના તંત્રી લખે છે, પુસ્તક એટલુ બધુ રસિક છે,— કે એકવાર શરૂ કર્યા પછી પૂરૂ કર્યા શિવાય છોડાતુ નથી હિન્દુસ્થાન લખે છે, પુસ્તક બહાર પાડી ગુજરાતની અનન્ય સેવા બજાવી છે. કિં ૧-૦-૦

---

# રાષ્ટ્રીય ગરબાવળિ.

ઠામઠામ લોકપ્રિય થયેલી આ ગરબાવળિની બે આવૃત્તિ ટુંક વખતમા ખપી ગઈ છે ત્રીજી આવૃત્તિ કિમ્મત ચાર આના



નૂતન યોજના—

## ગાંડીવ સાહિત્ય વાટિકા.

ની પ્રત્યેક કુંજમાં સફેદ દૂધ જેવા કાગળ પર છાપેલા બોર્ડ પટીની મજબૂત બાંધણીનાં એક હજાર પૃષ્ઠનાં ગુજરાતમાં કોઈ નવીજ ઢબ છબના વિષયો ઉકેલતાં આશરે પાંચ છ પુસ્તકો અપાશે. એક કુંજનુ લવાજમ ટપાલ ખર્ચ સાથે રૂા. સવાચાર. આખી યોજના મગાવી વાંચો અને જરૂર ગ્રાહક થઈ તમારા ઘરમાં એક નાનકડી લાયબ્રેરી જમાવો.

બીજી કડાકુટ નહિ, કોઈ જાતની જૂદી કિમ્મત નહિ, વિ. પિ. નો ખરચ નહિ. દરેક પુસ્તક બહાર પડતું જશે તેમ તમને ઘર બેઠાં મળશે.

### પ્રથમ કુંજના ગ્રંથો.

(૧) બોમ્બયુગનું બંગાળા તૈયાર છે. (૨) હાય, આસામ' તૈયાર છે. (૩) બાળ વિહાર, (૪) કલકત્તાનો કારાયુગ, (૫) પંજાબનું પ્રચંડ કાવતરૂં, વિગેરે.

